ગુજરાત આનામાળા સીરીઝ ૮ મી.

નામ થકી રીઝે કુલણજી, લોભી રીઝે દામે;
તાડી પી ગોલાઓ રીઝે, ગોપી રીઝે શ્યામે.
ગપ્પીને ઘેર ગપ્પી આવ્યા કહો કેમ કરીએ ગપ્પીજી;
બાર હાથનું ચીભડું ને તેર હાથનું બી.

—Tit-Bits—

# રમૂજ – કાવ્યો.


પ્રયોજક અને પ્રકાશક,

ગોર અંબાલાલ છગનલાલ.

શીકા ( સ્ટેટ ઇડર–મહિકાંઠા. )

[ સંસાર દર્શન વિનોદિની–કમલિની–રાણી દુર્ગાવતી, કવિતા સુશિલા–વિગેરેના કર્તા અને કેટલાંક માસીકોના લેખક. ]



આવૃત્તિ ૨ જી. પ્રત ૧૦૦૦. સને ૧૯૧૯.

કિંમત } ગ્રાહકો માટે એક આનો.
છુટક નકલ દોઢ આનો.

૮૫૮૨૫

# વિનંતી પત્ર.

ગ્રાહકોને સાચી વાત જણાવવી એમાં કોઈ વાતનો પ્રતિબંધ નથી. આ આનામાળા સીરીઝમાં મુખ્ય બે ઉદ્દેશો સમાયલા છે. એક તો લેખકનું નિર્વાહ સાધન, બીજું જનસમાજના વર્ત્તનમાં કંઇક સદ્ભાવ ઉત્પન્ન કરવો.

સુજ્ઞ વાંચકો, હું લેખક તદ્દન બહેરો છું તે આપ સર્વને વિદિત છે તેમજ ગુર્જર ભૂમિપર બહેરા લેખકોને મુખ્ય આધાર ઉદાર ગૃહસ્થો અને ઉત્સાહી ગ્રાહક બંધુઓ ઉપરજ છે, મારા જેવા બહેરા લેખકને અન્ય ગ્રાહકો વધારી આપવા મદદ કરવી તે આપ સુજ્ઞની ફરજ જ છે.

વિ. વાંચન અને તે કેવું હોવું જોઇએ, એ દરેક બંધુઓથી અજ્ઞાત્ નહિ હોય, છતાં આ આનામાળા સીરીઝો સારા લેખો ઉપરથી અનુવાદ કરી, જાતે લખી, છપાવી અને જાતેજ વેચું છું તેમજ આ વાર્તાઓ કેટલાંક પુસ્તકોના વાંચનની યાદગીરીમાંથી લખવામાં આવી છે. તો તેના મૂળ લેખકોનો પણ આભાર માનું છું.

દરેક વાંચક બંધુઓએ અન્ય ગ્રાહકો વધારી આપવા કૃપા કરવી. મારા બહેરા થયા બાદ મારા હિતચિંતકો તરફથી જે પ્રેમ-જીજ્ઞાસા દૃષ્ટિવૃત છે તે સદાને માટે ચાહું છું. સુજ્ઞ બંધુઓ આપ ગ્રાહક થઇ અન્ય ગ્રાહકો વધારી આપવા મહેરબાની કરશો.

વિજયા દશમી.
વડાગામ (મહિકાંઠા)

આપનો સ્નેહાધીન,
ગોર અંબાલાલ છગનલાલ.
શીકા (સ્ટેટ ઇડર-મહિકાંઠા.)

# એક જંજાળી જીવડાની તૃષ્ણાનું પ્રાબલ્ય.



કરજોડી કવિજન કહે છે, જે જન તૃષ્ણા નદી તરે છે;
તે મોક્ષપૂરીને વરે છે— ગુરૂરાજ મારા. ૮

( ભજનપદસંગ્રહ. )

# એક જંજાળી જીવડાની તૃષ્ણાનું પ્રાબલ્ય.

ગુરૂરાજ મારા ઘડપણમાં ગોવિંદ ગુણ ગાશું,
હમણા નથી નવરાશું—ટેક-રાગ.

મોટો છોકરો વિલાયત ગયો છે, ન્હાનો છોકરો જુગારી થયો છે;
એવો ધમરોળ મચી રહ્યો છે— ગુરૂરાજ મારા. ૧

સાઠ લાખની પુંજીમાં શું કરીએ, સાઠ અબજ જ્યારે ઘેર ભરીએ;
ત્યારે કાંઇક શાંતિ મનમાં ધરીએ— ગુરૂરાજ મારા. ૨

યુરોપ આફ્રીકા સુધી વિચરશું. આસ્ટ્રેલીયાનું સોનું સંઘરશું;
અમેરિકાની લક્ષ્મી લાવી ભરશું— ગુરૂરાજ મારા. ૩

હજી થાશું હજાર મીલવાળા, હજુ બાંધવા છે બારસે માળા;
તેમાં ક્યાંથી ફેરવીએ માળા— ગુરૂરાજ મારા ૪

નાત જાતના સુધારા કરવા છે, હજી કંઇકનાં ભુંડાં કરવાં છે;
પછી કોની અમારે પરવા છે— ગુરૂરાજ મારા. ૫

થઇ સાઠ વર્ષની ઉમર અમારી, તે શું આંખે ચડી છે તમારી;
હજી પરણવી છે નવી નારી— ગુરૂરાજ મારા. ૬

નાત જાતના કરશું સુધારા, હજુ થાશું અબજ મનવાળાં;
પછી સુખે ફેરવશું માળા— ગુરૂરાજ મારા. ૭

કરજોડી કવિજન કહે છે, જે જન તૃષ્ણા નદી તરે છે;
તે મોક્ષપૂરીને વરે છે— ગુરૂરાજ મારા. ૮

( ભજનપદસંગ્રહ. )

# વિષ્ણુની માયામાં સપડાયલો ભસ્માસુર.

यदा यदा हि धर्मस्य, ग्लानिर्भवति भारत ।
अभ्युत्थानम धर्मस्य तदात्मानं सृजाम्यहंम् ॥ श्री भ. गीता.

હે અર્જુન જ્યારે જ્યારે ધર્મની ક્ષીણતા થાય છે અને અધર્મનું જોર વધે છે; ત્યારે ત્યારે હું અવતાર ધારણ કરૂંછું.

---

ભસ્માસુર રાક્ષસ હતો જે શંકરનો માનીતો બહુ,
દેવ દાનવને રૂપ કુમારો જેના આધિન રહેતા સહુ. ૧
રાખ લાવવી શંકર માટે એ કામ ભસ્માસુરતણું,
જે પવિત્ર બ્રાહ્મણની જોઇએ ત્હેમાં સંકટ નડતું ઘણું. ૨
નદિ કીનારે દરિયા કાઠે પ્હાડ પર્વતે જઇ ચ્હડે,
શંકરને જે જોઇએ ત્હેવી પવિત્ર રાખ નવ જડે. ૩
એક દિવસ કૈલાસે બેઠા શિવ પાર્વત્તિ વાત કરે,
ભસ્માસુર જ્યાં આવી ઉભો ત્રિપુરાસુરનું ધ્યાન ધરે. ૪
પ્રસન્ન થઇ શિવ પૂછે છે એમ માગ્ય માગ્ય જે કંઇ આપું,
જો ત્હારો કોઇ દુશ્મન હોવે તેહ તણું હું શિર કાપું. ૫
ભસ્માસુર દ્વિહસ્ત જોડીને વિનંતિ કરે છે શંકરને,
તમ માટે જે જોઇએ ત્હેવી પવિત્ર રાખ ન મળે મ્હને. ૬

પ્રસન્ન થઇ શિવ ભક્તની ઉપર ઇચ્છિત વસ્તુ આપે છે,
એવા ભય ભિડ ભંજન ભોળા સૌનાં સંકટ કાપે છે. ૭
હે ભસ્માસુર વર આપું છું જે કોઈ મસ્તક હસ્ત ધરે,
તુંજ હસ્તકમળ અડતાની સાથે ભસ્મ થઇને બળી મરે. ૮
વરદાન આપ્યું ત્રિપુરાસુરનું પારવતીને નવ ગમે,
હે સ્વામિ ત્હમે એ શું કીધું એ દેવરૂષિને બહુ દમે. ૯
ગણકાર્યું નહિ ગણના નાથે પારવતિનું જે કહેવું,
પાછળથી જે બીના બની તે શિવને પડયું ઘણું સ્હેવું. ૧૦
શંકરની આપેલી આશિષ કદી નહિ તે પાછી ફરે,
ભસ્માસુર તો ઘેર જઇને મનગમતો ઉપયોગ કરે. ૧૧
ગંગા તટપર જઇને જે કોઈ સંધ્યા વંદન સ્નાન કરે,
પાછળથી જ્યાં ભસ્માસુરનો હાથ પડે ને બળી મરે. ૧૨
રૂષિ આશ્રમે ઓચિંતો જઇ, જે પોતાનું કાર્ય કરે,
પ્રસન્ન વદને પાછો આવી શંકરને જઈ રાખ ધરે. ૧૩
ત્રાસ પામે છે ભસ્માસુરથી દેવ બ્રાહ્મણ ને રૂષિ સહુ,
આશ્રમ છોડી જંગલમાં જઈ ભટકે ને દુઃખ પામે બહુ. ૧૪
કોઇનો મામો કોઇની માશી કોઇનો ભાઇ ને કોઇની ફોઇ,
જેને માથે હાથ ધરે ત્યાં કાળ થાય ને બેસે રોઈ. ૧૫
અંતરથી ઉદ્વેગ પામીને રૂષિ ગયા શંકર શરણ,
હે પ્રભુ ત્હમો પૂછો ભસ્માસુરથી પામ્યાં કેટલાં મરણ. ૧૬
આપે જે વરદાન આપ્યું છે, ત્હેનો ગેરઉપયોગ કરે,
ગંગા તટપર વંદન કરતા રૂષિને મસ્તક હાથ ધરે. ૧૭
બાળ વૃદ્ધ ને યુવાન સરવેને સરખાં એ લેખે છે

અસુર જાતિને દયાજ ક્યાંથી સૌને દુશ્મન દેખે છે. ૧૮
મર્કટને મોતીની માળા વ્હાલ કરીને પહેરાવો
હુક કરી જે કૂદકો મારી તોડીને માને લ્હાવો. ૧૯
લાભ ખોટ તો વેપારીને અબૂજ મનમાં શું જાણે
એને તો મન રમત આવી મસ્તીમાં મોજે માણે. ૨૦
પારવતી કહે છે શંકરને સ્વામી એનો તોડ કરો
દેવ બ્રાહ્મણને રૂષિ સરવે દુઃખી જનનાં દુઃખ હરો. ૨૧
લઇ રાખ ભસ્માસુર આવ્યો વાત થાય છે ત્હેની જ્યાં
દેવ બ્રાહ્મણને રૂષિ સરવે અરજ કરે છે દીઠા ત્યાં. ૨૨
ભસ્માસુરનાં કૃત્ય જોઇને શંકર ત્હેને કોપ કરે
સહન થયું નહિ ભસ્માસુરથી શંકરને શિર હસ્ત ધરે. ૨૩
છતી આંખ અંધારૂ દેખે એવો જે કોઇ અંધો છે
ઉપકાર ઉપર અપકાર કરે એ દૈત્યનો ધંધો છે ૨૪
શંકરે મન વિચાર કીધો બળથી એ કંઇ સમજે નહિ
પારવતી કહે કળથી એનું ઠેકાણું પાડીશું અહી. ૨૫
ગયા રૂષિને બ્રાહ્મણ સરવે પોતપોતાને આશ્રમે
જ્યાં પણ ભસ્માસુરના ડરથી બ્હીતા બ્હીતા ભટકે ભમે. ૨૬
ઈશ્વર ઉપર જેની શ્રદ્ધા કથા કિર્તન ભકિત કરે
ઓચિંતો જ્યાં ભસ્માસુરનો હાથ પડે ને બળી મરે. ૨૭
નગર શેરીમાં હાક વાગે છે, બ્હીક ઘણી ભસ્માસુર તણી
શંકરે જે વર આપ્યું તો થઇ પડયો છે એનો એ ધણી. ૨૮
પવિત્ર આશ્રમે ગંગા તટપર જેને માથે હાથ ધરે
શંકરે આપેલા વરથી ભસ્મ થઇને બળી મરે. ૨૯

લાખો માણસ ભોગ થયાં છે ભસ્માસુરના ત્રાસ થકી
પારવતિ કહે છે શંકરને વાત સુજી છે એક નક્કી. ૩૦
વિષ્ણુ જે મુજ બાંધવ કહાવે બ્હેનપણે જઇ વિનતી કરૂ.
પાલનકર્ત્તા એ પરમેશ્વર જેનું મન દયાળુ ખરૂં. ૩૧
લક્ષ્મિવર વૈકુંઠે બેઠા પારવતી જઇ વાત કરે
દેવ બ્રાહ્મણને રૂષિ સરવે અહોનિશ તુજ ધ્યાન ધરે. ૩૨
ભસ્માસુર જે રાક્ષસ કહાવે દેવ રૂષિને બહુ દમે
જેના ડરથી રૂષિ સરવે વનવગડામાં ભટકે ભમે. ૩૩
ગોવર્ધન પર્વત જે તોળ્યો રક્ષા કીધી ગોપ તણી
એનું તે કયાંથીજ અજાણ્યુ ત્રણભુવનનો છે જે ધણી. ૩૪
મોહિનીનું રૂપ ધરીને જઇ અસુરને લલચાવું
દેવ બ્રાહ્મણને રૂષિ સરવેના દુઃખતણો જે અંત લાવું. ૩૫
રમ્ભા સરખું રૂપ ધર્યું છે, વિષ્ણુની જે વનિતા થઇ
ગાયન, સંગીન સતાર સાથે ભસ્માસુર કને તે ગઇ. ૩૬
મધુર સંગીત મોહિનીનું જોઇ ભસ્માસુર નૃત્ય કરે
દીપ પ્રકાશે પતંગીયું જેમ મોહ થકી અંજાઇ મરે. ૩૭
શીર ઉપર નિજ હસ્ત મૂકીને મોહિની જ્યાં નૃત્ય કરે
ભસ્માસુર પણ તેજ તાલમાં પોતાને શીર હસ્ત ધરે. ૩૮
રાખ થઇ ગઇ ભસ્માસુરની કાંઇ રહ્યું નહિ ઠેકાણું
દેવ બ્રાહ્મણ દુઃખ મુક્ત થયાને શંકરનું મન સચવાણું. ૩૯
કામ કર્યું કેવું ઉપકારી વિશ્વંભર વિષ્ણુ કહાવે
વિશ્વ રહ્યું જના આધારે તે મનમાં કેમ ન લાવે. ૪૦
શિખામણ છેલ્લી છે મ્હારી સમજી જે કોઇ ભક્તિ કરે
પરમ પુરશોત્તમ સ્વામિ એવા ભક્તતણાં સંકટ જે હરે. ૪૧

—કવિત—

ભસ્માસુર આખ્યાન જે કોઇ ચિત્ત દઇને સાંભળે,
ભવદુઃખથી તે મુક્ત થઇને ભક્તિફળ સાચુ મળે. ૧

દોહરો.

ભક્તિ કરો ભગવાનની, એ પૂરે તમ તૃષ્ણ,
એક વાર સૌ બોલજો, જય જય જય શ્રીકૃષ્ણ. ૨

# રેલગાડી આત્મજ્ઞાન.

રાગ ધીરાનો પદ.

ગાડી પ્રભુની કરેલી રે બાકી નાહ તેમાં મણાં,
મૂરખ મન હરેલી રે એ રેલે એમે ઘણા; એ રાહ.
અંજીન અષ્ટ પ્રહર તુંજ ચાલે ઘંટનાદ ઘનઘોર,
સ્ટેશન આવ્યું ગયો હંસ જ્યાં શુકરે શોર બકોર;
બાઇલિર બુમો મારે રે, ચેતન ચેતો કોઇ જણા. ગાડી. ૧
લાલ વાવટો ફરફર ફરકે, ફરકે એમ તુજ કાળ,
શ્વાસ સીટીએ ઉપડે ગાડી દેહ ડબ્બો સંભાળ;
લક્ષ ત્યારે ચોરાશી લટકેરે ભવાટવીમાં ભટકે ઘણા. ગાડી. ૨
છઠ્ઠી લેખ લખ્યા વિધાત્રિ, કર્મ કોલસે જઇ લાગ્યું,
કામ, ક્રોધ ને લોભ ન તજ્યા આખર તંગલે મન ભાગ્યું;
ગયા ઘંટના નાદે રે ગણગણતા અવાજે ઘણા. ગાડી. ૩
નરતન નગરી જુની થાશે સ્ટેશન ઉપડી જાશે,
ગાડીનો ભાઇ નહિ ભરોસો આખર જીવ પસ્તાશે;
ગોખી રાખો જ્ઞાનીરે, રહેશે નહિ કંઇએ મણા. ગાડી. ૪

# શ્રીરામચંદ્રજીનો વૈરાગ્ય ઉપદેશ.

દશરથ નંદન રામચંદ્રજીએ વૈરાગ્ય ક્રમ સમજાવ્યો છે,
જેનું નિત્યે સ્મરણ કરતા મરણ ભય અટકાવ્યો છે. ૧
દિપ પ્રકાશે પતંગીયું જેમ મોહ પામીને ભટકે છે,
અલ્પ જીવનના આશા સારૂં અંદર જઇને અટકે છે. ૨
લક્ષ્મિની લાલચને સારૂ ઘર ઘર ટુકડો માગે છે,
પાપ કર્મમાં પ્રવૃત્ત થઇને ઈશ્વરથી મન ભાગે છે. ૩
ચોમાસુ જે ચર્યો સાંઢ મસ્તાનો થઇને મ્હાલે છે,
ધનવંતો ધન લોભી થઇને છાતી કહાડી ચાલે છે. ૪
પંચ ભૂતને પંચ તત્વનો દેહ દયાળે બનાવ્યો છે,
અલ્પ જીવનની આશા સાટુ પ્યાર પ્રપંચે ફાવ્યો છે. ૫
રાવણને ઘેર રિદ્ધિ સીદ્ધિ ત્રણ ભૂવન ડોલાવ્યાં છે,
અહંકારમાં ઉન્મત થઇને વૈર પ્રભુથી કહાવ્યાં છે. ૬
ચંચળવૃત્તિ સાગર સરખી તો પણ મિત ચુકાવે છે,
સારૂં નરતુ જોઇએ એવું મન ચગડોળ ચહડાવે છે. ૭
અંદર મેલું ઉપર સુંદર પિંડ પાત્ર એ કેવું છે,
પશુ મરણ ઉપકારી હોયે દેહ નકામા જેવું છે. ૮
બાળ, યુવાને જરા અવસ્થા ઝટ સરીખી આવે છે,
સુખ નથી કયાંઇ સ્વપ્ને સરખું કાળ ઝપટ જ્યાં ફાવે છે. ૯
લાલચ લોભે મહેલ બનાવ્યા જાળ જંજાળે ફસાયે છે,
પરમાત્માનું સ્મરણ કરતાં દિલ બહુજ દુભાયે છે. ૧૦
લખેશરીયો ક્રોડપતિ થઇ ગરીબને રોવડાવે છે;
તૃષ્ણાનો અધીકાર એ મોટો ખોટ જઇ ખોવડાવે છે. ૧૧

છબીયો સુંદર જઈ શોપમાં મનગમતિજ મઢાવે છે,
પ્રભુનો ફોટો જોતાં ત્હારૂં દીલ બહુજ ચઢાવે છે. ૧૨
ગયો વખત પાછો નવ આવે આળસમાં અટકાયે છે,
હરિનું સ્મરણ કરતાં સરવે જનમ મરણ ભય જાયે સ. ૧૩
નર નારિની દેહ નકામી કાચો કુંભ બનાયો છે,
ફુટતાં જેને વાર ન લાગે આખર એજ પરાયો છે. ૧૪
શિક્ષક સર્વે અહીં રહેવાની શું સાથે તે આવે છે,
અલ્પ જીવનના હેતુ માટે પ્રપંચ કર્મો ફાવે છે. ૧૫
કામ કર્યું જે કામ શું આવે ભક્તિ ફળ એ સાચું છે,
વૃક્ષ ઉગ્યું પણ વેલ ન આવે ત્યાં સુધી એ કાચું છે. ૧૬

દોહરો.

ભક્તિ કરો ભગવાનની, એ પૂરે તમ આશ;
એક વાર સૌ બોલજો, જય અવધિ અવિનાશ. ૧૭

## —ઇશ્વર દરજીએ શરીર રૂપ અંગરખું કેવી રીતે બનાવ્યું ?

(આત્મજ્ઞાન) —ચાબખો.—

દરજી ડહાપણ ડાહ્યો એક જેના કહ્યા ન જાય વિવેક,
અંગરખુ એક જુગતે શિવ્યું, શિવતાં નવ માસ કરીયા;
કહે, કોણીને કમરપટો સૌ કેવા બખીયા ભરિયા. દરજી. ૧
બાપ બેટારે એક સરખું માપ લીયે તે દરજી;
એ દરજીને કોઇ ન જાણે નામ છે જેનું હરજી. દરજી. ૨
લાલચ લોભે કામ ન કરીયું કરીયું ત્હારા માટે;
એને વિસારી કામ કરીશ તોએ અંગરખું ફાટે. દરજી. ૩
લખી કરમની વાતો એવી મ્હારી ગત હું જાણું;
એ વિણ કોઇ કાળે મને ભાઇ ન મળત આવું ટાણું. દરજી ૪

# ભકિત વિષે.

ચેતનજી ચેતો જૂઠી આ દુનિયાની બાજી;
ભૂલો શું ભકકો પાજીરે. ચેતનજી—રાહ.
મહેલ ચણાયા ને બાગ બનાયા ભાઇ.
આખર નથી કાંઇ ત્હારૂં;
મ્હારૂં મ્હારૂં કહીને ભટકે શું ખાલી મુરખ,
આખર થશે એ અંધારૂં. ચેતનજી. ૧
ધનવંત ધીરા ને પુન્યમાં અધીરા,
છૂટશો કયાં જઇ શાણા;
હરિ ભકિતમાં હેત ન રાખ્યું,
આખર વ્હોર્યાં એ પ્હાણાં. ચેતનજી. ૨
મદ મોહ માયાને લોભે લલચાયા,
છૂટવા ન પામ્યા જરાય;
અભિમાન ને વળી મચ્છર વધીયો ભાઇ,
તે ભાર કયાંથી ઝીલે ધરાય. ચેતનજી. ૩
જમડારે આવે પકડીરે જાવે,
કરશે તે હાલ હવાલે;
મૂઢ ગમાર તું ચેત્યો ન કાંઇ પછી,
આખર ત્હારૂં કર્યું શું ચાલે. ચેતનજી.
માટે એ વિનતિ રાખીને સુમતિ,
ઇશ ઇશ કહેજો સંભાળી;
અંબાલાલ કહે ભકિત કરો તો,
જાણું તે પર્વ દિવાળી. ચેતનજી. ૫

# પરમાર્થ એજ જીંદગીની ખરી મોજશોખ છે.

—ગઝલ—

પ્રભુએ જો ત્હને આપ્યું, અમોને દાન દેતો જા;
અપંગો આશરો માગે અરે આશિષ લેતો જા. પ્રભુ. ૧
વિરાકોથી ભરી દુનિયા રૂપિ સહરા તણા રણમાં;
વહે પરમાર્થનું વારી ભરી પ્યાલિજ પિતો જા. પ્રભુ. ૨
અરે સંસાર અરણુવ આ અતિ મસ્તાન તોફાને;
સુખાવતની તરે હોડી ધરી ધનવાન તરંગેની. પ્રભુ. ૩
હજારો રૂપિયા ભાઇ મજામાં તું ઉડાવે છે;
લખ્યું જે કિસ્મતે ત્હારા અરે કંઇ ધર્મ કરતો જા. પ્રભુ. ૪
હરિ દરબારમાં જાત્રા મૂસાફીર છે મજલ મોટી;
ભલા સત્કર્મનું ભાથું અરે ઓ ભાઇ ભરતો જા. પ્રભુ. ૫
અમોને ટંકનું ભોજન ત્હમારી પારી પાન સોપારી;
દયા દીલમાં વસે જો તો વિનંતિ ધ્યાન ધરતો જા. પ્રભુ. ૬
અમોને અન્ન ના મળતું અપંગો શું કરી શકીએ;
બને તુજથી બિરાદર તો અમારૂં કષ્ટ હરતો જા. પ્રભુ. ૭
અમોને જે અપાશે તે વવાશે ધર્મના ક્ષેત્રે;
મળે આ પૂણ્યનું દાણું, અહા, સ્નેહે ઉજવતો જા. પ્રભુ. ૮
અમારા કર્મના યોગે અમો આ કાળ ભોગવીએ;
હૃદયમાં રહેમ લાવીને ફરજ ત્હારી બજવતો જા; પ્રભુ. ૯
અમોને અન્ન જો મળશે તમારી વાંછના ફળશે;
પ્રભુ ત્હારૂં ભલું કરશે જરા અમને રીઝવતો જા. પ્રભુ. ૧૦

(મળેલું.)

# ભક્ત શેઠ અને શોખિલી શેઠાણી.

શેઠાણી કહે શેઠજ સુણો વાત કહું છું સારી,
પ્રભુ માયામાં રહેવું એતો ન પહોંચે મત મ્હારી. ૧.

અધીક મહિનો ઉપવાસ કરવા એ દુઃખ સહેવું મોટું;
એરીંગનું મેં કહ્યું છતાં પણ ત્હમન લાગે ખોટું. ૨

પૈસાને પરમેશ્વર માનુ ઘરેણામાં ગોપાળ;
ઇશ્વિર ઉપર શ્રદ્ધા મ્હારી નહિ પહોંચે દયાળ. ૩

શેઠ કહે શેઠાણી સુણો મમત મૂકો એવી;
પરમાત્માએ આપી છે જે લીલી વાડી કેવી. ૪

મીલ ચલાવું માધવ નામે દુકાન દામોદરની;
ધન મિલ્કત જે ધણીધરની પછી ફીકર શી ઘરની. ૫

પ્રભુ નામથી શેઠાણીને ચટકો લાગ્યો મ્હોટો;
જો ભગત બણીને ફરશો તો તો ઘરમાં વળશે ગોટો. ૬

ઉંચા મોતી અદબસ્તાની સોલ્હાપુરની સાડી;
પેરીસ ફેંશન પોલકુ જોઇએ કહી કહી થાકી દહાડી. ૭

શેઠ હતા જે ઇશ્વરભક્ત શેઠાણી શૉખીલી;
પરમાત્માને ઓળખવામાં રહી ગઇ મત ઢીલી. ૮

ગાડી ઘોડા બાગબગીચા મેડી મંદીર માળ;
સર્વે આપ્યું પરમાત્માએ એ હરીને સંભાળ. ૯

અધિક મહિનો ઉપવાસ કરીને નવાં નવાં વ્રત કરવાં;
કથા કિર્તન ઇશ્વરભક્તિમાં મન નિત્યજ ધરવાં. ૧૦

ક્ષણભંગુર દેહને માટે દુનિયાનું સુખ કાચું;
એના કરતાં મોટું સુખ જે સ્વર્ગનું છે એ સાચું. ૧૧

રીસ ચ્હડી ગઈ શેઠાણીને ડસકાં ભરતી રૂવે;
ભૈયો, ભટ, ને ઘાટી, એ ત્રણ હસતા હસતા જુવે. ૧૨

ભૈયો કહે શેઠજ સુનો તુમ હો ઇશ્વર ભક્ત;
શેઠાનીકુ ચહીયે અચ્છી સારે સરખે જગત. ૧૩

ટાપકુ માર્યું ભટજીએ, એ વાત કહું હું હાચી;
શેઠાણીને મનાવામાં અમે જ્યાં છીએ થાચી. ૧૪

ભૈયા ભટચી ગોષ્ટિ ઝાલી આમચી ગોષ્ટિ ખાલી;
શેઠચા દુસરા બંગલા હય તે મધી કરો નિરાલી. ૧૫

તા. ક.—પછી શેઠે શું કર્યું એ જણાયું નથી.



# -ધનનો મહિમા-



મનહર છંદ.

શાહી જેવો કાળો હોય, માખીઓનો માળો હોય;
 ગલોફામાં ગાળો હોય, નિતિનું તો નામ છે.
હૃદય કઠોર હોય, ચાડીયો કે ચોર હોય;
 ગણીકાનો ગોર હોય, વ્હાલો પંથ વામ છે.
લંચટ લબાડ હોય, પાપનો પહાડ હોય;
 ઝેર તણુ ઝાડ હોય, જુલમીનો જામ છે.
કેશવ અધિર ને બધિર હોય ત્હોય પણ;
 તેને લોક માને જેની પાસે ધન ધામ છે.



ટીકા:—આજના વખતમાં જ્યારે ધનનો એવો મહિમા છે. તો વિધાની રિતભાત કેવી છે તે નીચેનાં વાકયોથી જણાશે.



આપણાં જુનાં વાકયો.

हरि ॐ न त्वा सरस्वति देविम् वागर्थाविव संम्पृक्तौ ॥

( ઇત્યાદિ પવિત્ર ધ્વનિ. )

Fom eats two eggs ( ટોમ બે ઇંડાં ખાય છે )
This foolish superstitions old folks.



# ☛ શેઠાણી રીસાયાં. ☚

શેઠાણી રીસાયાં છે-અને શેઠ એક બાજુએ બેઠા ચોપડી વાંચતા હત ત્યાં લટકમટક કરતાં નવાં શેઠાણી આવ્યાં અને શેઠને કહેવા લાગ્યાં તઃ કોઇ રમૂજી વાત વાંચો-પછી શેઠ દમ્મ દઇને ઉઠયા-અને કબાટમાંથ એક ચોપડી કાઢી વાંચવા માંડી "ડૉકટર-ધ-ધ-ધનચક્કર" ત્યાં જુન શેઠાણી હસી પડયાં. "લેખક-ગોર અંબાલાલ છગનલાલ બ્હેરા? શેઠાણીએ પૂછ્યું.શું લેખક બ્હેરા છે? "હા."કહી શેઠ પણ હસી પડય પછી તેજ ચોપડી વાંચવાનો શેઠાણીએ હુકમ કર્યો-કે શેઠ આરા ખુરશીપર અઢેલીને બેઠા અને વાંચવું શરૂ કર્યું-જેમ જેમ શેઠ વાંચત ગયા. તેમ તેમ પેલાં જુનાં શેઠાણી ખી-ખી—ખી-ને હી-હી-હી-હસતાંજ ગયાં. અને ગલી-પગી થઇ આવી રામાએ આવી પકડી રાખ્યાં. તોપણ હસવું બંધ રહ્યું નહી. જયારે શેઠે ચોપડી વાંચવી બંધ કરી ત્યારેજ શેઠાણી એક કળની માફક ચૂપ થઈ ગયાં.

મંગાવો — મંગાવો — મંગાવો.

(એક રમૂજી નવલકથા)

## ડૉકટર-ધનચક્કર.

**કીંમત ફક્ત ૦-૧૦-૦ દસ આના.**

નિચેનાં બેમાંથી કોઈ પણ સરનામે પત્ર લખો.

| | |
|---|---|
| ગોર અંબાલાલ છગનલાલ બ્હેરા.<br>C/o"ગુજરાતીપંચ"ની ઑફિસ.<br>ચાર રસ્તા—અમદાવાદ. | આનામાળા સિરાઝોની ઑફિસ.<br>પોસ્ટ-વડાગામ-મુ. વડાગામ.<br>વાયા-તાલોદ એ. પી. રેલવે |

શ્રી "સત્યવિજય પ્રિન્ટીંગ પ્રેસ" માં શા. સાંકલચંદ હરીલાલે છાપ્યું
પાંચકુવા નવાદરવાજા—અમદાવાદ.